બાળવાર્તાવલિ. અંક ૩ જો.

(વર્ગ પહેલો)

# કેવી કીંમત!

અને

# વેઢીઆ ઢોર.

---

પ્રકાશક

…રબલ હરીસુખરામ મહેતા.

એસ. ટી. સી; એફ. ટી એસ.

બાળસાહિત્ય પ્રકાશ મંદીર

આમલીરાન, ગોપીપરા.

સુરત.

એક આનો.

# સૂચના.



આ બાલવાર્તાવલિનો ત્રીજો અંક છે.

પહેલો અંક **મહારાજા કનકકાન્ત** વડોદરાના કેળવણી ખાતાએ ઇનામ અને લાઇબ્રેરીઓ માટે મંજુર કર્યો છે.

બીજો અંક **જાદુઈ દીવો.** તૈયાર થાય છે.

**વી. હ. મહેતા.**



# કેવી કીમત !



બાલકો ! ચાલો આજે તમને એક વાત કહું. બહુ ધ્યાન દઇને સાભળજો.

આજથી ઘણા ઘણા વર્ષો પરની આ વાત છે. તે વખતે હિંદુસ્તાનમાં મુગલોનું રાજ્ય હતું.

એક જુલફિકારઅલ્લીખાન કરીને મોટો જાગીરદાર હતો. તેના બાપદાદાઓએ મુગલ રાજાઓની સારી નોકરી બજાવી ઘણી જાગીરો મેળવી હતી.

આ જાગીરદારને ત્યાં લગ્નનો પ્રસંગ

આવ્યો તેની છોકરીના લગ્ન એક નવાબ ના છોકરાની સાથે થવાના હતા

ઘણી ધામધુમથી લગ્નની તૈયારીઓ છ મહીના આગમચ થવા માંડી. આખરે લગ્નનો દિવસ આવી પહોંચ્યો

એક મોટી મીજબાનીને માટે તૈયારીઓ થઈ. શાખ, ભાજી, મેવો, મીઠાઇ વિગેરે બધી ચીજો તૈયાર કરવામા આવી: પણ દરીઓ તોફાની હતો એટલે માછલી મળી નહિ. આટલી એક ખામી રહી જશે એવા વિચારથી જાગીરદાર જરા દિલગીર થઈ ગયો

પણ કહેવત છે કે ભાગ્યશાલીને ભૂત

રળે બીજબાનીને દીવસે સવારે એક માછી મોટી માછલી લઇને આવ્યો

દરવાજા ઉપર દરવાન ઉભો હતો તેણે તેને અંદર જતો અટકાવ્યો. માછીએ બહુ ખુસામત કરી પણ દરવાને માન્યુ નહિ. આખરે માછીએ કહ્યું કે મને જે પૈસા મળશે તેમાંથી અડધો ભાગ તને આપોશ એટલે દરવાને તેને જવાની રજા આપી.

માછી અંદર ગયો જાગીરદાર મુગલાઇ ગાદીતકીએ બેઠો હતો અને એક રૂપાનો હુક્કો પાસે પડયો હતો તેનો ગડગડ અવાજ થયા કરતો હતો

માછી આવ્યો, અને સલામ કરી અદબવાળી ઉભો રહયો.

જાગીરદાર તો ખુશ ખુશ થઇ ગયો માછલી ઘણી સારી હતી અને જાગીરદારને ઘણીં ગમી ગઇ

તેણે માછીને એની કીમત પૂછી, અને કહ્યુ કે તું કહેશે તે કીમત આપીશ. હું માછલીની શોધમાંજ હતો અને તું માછલીજ લાવ્યો છે

માછી જાગીરદાર આગળ હાથ જોડીને બોલ્યો "મા બાપ ! મારે એક પૈસો પણ નહિ જોઇએ. મારા વાસાપર સો ફટકા મરાવો એટલે બસ હું કપડાં ઉતારૂં

હુકમ હોય તો.”

“અલ્યા માછી તું તો ગાંડો લાગે છે! માછલીની આવી તે કીમત હોય”

“હા બાપુ! એજ કીમત. બીજી કીમત હું નહિ લઉં”

બધાએ ઘણો સમજાવ્યો પણ સમજ્યો નહિ.

આખરે જાગીરદારે કહ્યું કે ફટકા મારો; પણ મારી આગળ અને ધીમે ધીમે

એક, બે, ત્રણ, પાચ, દશ, પચીશ,–પચાશ ફટકા પડયા. આમ પચાશમો ફટકો પડયો કે માછી એકદમ ઉભો થઇ ગયો, અને બોલ્યો “માબાપ બંધ રાખો

મારો એક ભાગીદાર છે તેને તેનો ભાગ આપવો એ મારી ફરજ છે

બધા તો વિસ્મય પામ્યા કે વળી આના જેવો દુનિઆમા બીજો પણ મૂર્ખ માણસ છે ખરો !

જાગીરદારે કહ્યુ "બોલાવ તેને"

માછી કહે માબાપ તે મારો બોલાવેલો નહિ આવે દરવાજાપર દરવાન છે તે મારો ભાગીદાર છે. મને પેસવા દેતો નહોતો. પછી મે કહ્યુ કે મને મળશે તેનો અડધો ભાગ તને આપીશ ત્યારે મને દાખલ થવા દીધો.

જાગીરદાર તો રાતો પીળો થઈ ગયો

એકદમ દરવાનને બોલાવ્યો અને જોરથી તેને પચાસ ફટકા માર્યા પછી તેને નોકરીમાથી બરતરફ કર્યો

માછીને સો સોના મહોર બક્ષીસ તરીકે આપી

પેલો દરવાન કરગરી પડયો અને વચન આપ્યું કે હવે કોઈ દહાડો લાંચ નહિ લઉ તેથી તેને ફરી નોકરીપર રાખ્યો. તેણે વચન પાળ્યું. ફરી એને માટે કદી એવી ફરીયાદ આવી નહિ



# વેદીઆ ઢોર.

આ એક બહુ જુના પુરાણા વખતની વાત છે

નાંદોદ સંસ્થાનમાં કન્યાળી કરીને એક ગામ છે ઘણું ખરૂં લોકો ચાંદોદ-કન્યાળી એમ બોલે છે.

ત્યાં ચાર બ્રાહ્મણો રહેતા હતા બહુ વિદ્વાન હતા. ચારે જણ છેક કાશી જઇને વિદ્યા ભણી આવ્યા હતા. એકનું નામ પૂર્ણાનંદ હતું; તે વેદાંત શાસ્ત્ર ભણેલો હતો. ઈશ્વરે આપણું જગત કેમ

બનાવ્યું, શા સારૂ બનાવ્યું વગેરે બા-
બતો તે બહુ સારી રીતે જાણતો બીજાનુ
નામ વિજયાશંકર હતું. તે જ્યોતિષ
શાસ્ત્રમાં બહુ વિદ્વાન હતો. કીડીથી તે
કુંજર સુધી, બાળકથી તે વૃદ્ધ સુધી, ને
રંકથી તે રાય સુધી બધાના જોશ જોતો
અને ભવિષ્ય કહેતો એક વખત તો તેણે
એક બ્રહ્મચારીની પાવડીનુ ૧૦ વર્ષ
સુધીનું ભવિષ્ય જોએલું અને લાબી
જન્મોતરી પણ બનાવેલી ત્રીજાનું નામ
જટાશંકર હતું. તે મોટો વૈદ્ય હતો.
લોકો એને વૈદ્યરાજ કહેતા. એવો બુદ્ધિ-
વાળો કે દરદીને આઘેથી જોય એટલે

તેનો રોગ કહી આપે. ચોથાનું નામ કુંચનપ્રસાદ એ બાપડો જરા સામાન્ય બુદ્ધિનો માણસ હતો પણ કથા કરવામા તો એકકો પુજા પાઠ કરતા પણ બહુ સરસ આવડતુ

પણ બધાનું નસીબ ચાર ડગલા આગળાનુ આગળ તે ચારમાંથી કોઈ પણ કાઈ કમાય નહિ, અને ઘરમાં રોજ લડાઈ થાય આખરે બધાએ મળીને વિચાર કર્યો કે આપણે બહાર ગામ જઇએ તો કમાઈએ

એક વાણીઆને ત્યાથી થોડા રૂપીઆ ઉછીના લીધા અને ગાડું બળદ વેચાતાં

૫૦૬૮



લઇને સારો દહાડો અને શુભ મુહૂર્ત જોઇને બધા કમાવવા ગયા

સવારે વહેલા નીકળેલા તે અગીઆર વાગે એક ગામની ધર્મશાળા આગળ આવી પહોંચ્યા ત્યા તેમણે મુકામ કર્યો હવે સીધું તો ઘેરથી લાવેલા; પણ શાખ ભાજી લાવવાનુ હતું. બળદને પણ ચગાવવા જવાનું હતું બધાએ કામ વહેંચી લીધુ વેદાંતિ કહે કે હું ચોખ્ખુ ઘી લઈ આવીશ ને શાક સમારીશ પુરાણી કહે છે કે હું મારે સંધ્યા પુજા પાઠ કરીશ ને બેઠો બેઠો ખીચડી રાંધીશ વૈદ્યરાજ કહે કે હું શાખ ભાજી લાવીશ,

અને જોશી બાવા કહે કે હુ વગડામાં બળદ ચરાવવા જઇશ

જોશીબાવા બળદ લઇને ચરાવવા ગયા. અને ગાડું ધરમશાળાના ઓટલા આગળ રાખ્યુ

વૈદ્યરાજ શાખ લેવા ગયા, અને વેદાંતિ હળધ મીઠું વિગેરે લાવી આપી પછી ચોખ્ખું ઘી લેવા ગયા.

પુરાણી બાવા નાહી ધોઇને ખીચડી ઓરીને પાઠ કરવા બેઠા મોટેથી ચંડીપાઠ કરતાં થોડો વખત ગયો એટલે તો ખીચડીમા ખદબદ ખદબદ થવા માડયું પુરાણીબાવાના ભવા ચડી ગયાં, અને

ખીચડીને વઢયા "અલી ખીચડી કેમ મારા ચાળા પાડે છે. ચુપ રહે." પણ ખીચડી તો ખદબદ થયાંજ કરે "ઉભી રહેજે નથી માનતી" કહીને ઉઠયા અને એક ખોઓ ભરી ધૂળ નાંખી. એટલે ખદબદ ખદબદ થતું બંધ પડયું.

વૈદ્યરાજને એકે શાખ પસંદ પડે નહી. એક મૂકે ને બીજું લે ને તેના ગુણો ગણે આતો પિત્ત કરે, અને આતો ગરમ, અને આતો વાયુ કરે–એમ બધાં શાક ભાજી નાપસંદ કર્યાં. એવામાં દૂર એક લીમડો જોયો. ત્યાં ગયા અને તેનાં પાંદડાં તોડયાં. આ ખરૂં શાક નિરોગી

પણ ખરૂ અને વળી પૈસા પણ ન બેસે ઘેર ગયા અને વેદાતિ આવ્યા નહોતા એટલે તેમણે સમારીને તૈયાર કર્યુ તે પુરાણીબાવાએ રાંધ્યુ

વેદાંતિ દડીઆમા ઘી લાવ્યા. પણ રસ્તામાં વિચાર થયો કે દડીઓ મારા હાથમાં છે હાથ લઈ લઉં તો દડીઓ પડી જાય. વારૂ તારે ઘીનો ને દડીઆનો કેવો સબધ છે ? ઘીને આધારે દડીઓ છે કે દડીઆને આધારે ઘી છે ! લાવ જોઉ તો ખરો એમ કરી દડીઓ ઉંધો વાળ્યો એટલે ઘી તો ઢળી ગયુ તે પાછું લઇ લીધું અને મનમા નક્કી કર્યુ કે

દડીઆને આધારેજ ઘી રહે છે

પેલા જોશીબાવા વગડામાં બલ ચારવા ગયા ત્યાં બળદને છુટા મુકી કમાવવાને માટે કેવા ગ્રહ છે તે જોવા બેઠા, અને ધૂળમા કુંડળી ચીતરી 'ધન, મકર, કુભ' કરવા બેઠા. એટલામાં કોઇ ચોર જતા હુતા તે બળદને લઇ ગયા.

અહિં તો ખીચડી તૈયાર થઇ ને બધા નાહી ધોઈ જોશીબાવાની રાહ જોતા બેઠા, પણ જોશીબાવા કાંઈ આવે નહિ આખરે તે પણ આવ્યા, અને બધા જમવા બેઠા

પતરાવળીઓ પીરસાઇ. પણ ખાવા

માડતાંની સાથેજ બધા એક બીજા સામું જોવા લાગ્યા. ખીચડીમાં તો કાંઈ કચડ કચડ બોલતું હતું. શાખ ખાધું તો તે પણ કાંઇ કડવું લાગ્યું, અને બધા થૂથૂ કરવા લાગ્યા. આમ કેમ? હરેક જણે પોતાની હકીકત કહી કે આમ બન્યું જોશી બાવા કહે કે બળદ જતા રહયા તે વાર લાગી. પણ હું પ્રશ્ન મૂકીને આવ્યો છું અને સવા ઘડી ને સાડાત્રણ પળમાં પાછા અહિં આવી પહોચવા જોઇએ.

કોઈથી કંઇ ખવાયું નહિ અને બધા ઉઠી ગયા.

ધોતીયું ગાડાપર સુકવેલું તે લેવાને વૈદ્યરાજ ગયા તો ગાડું તો ઉનું ઉનું લાગ્યું ! અરે કમ્બખ્તી આતો ! ગાડાને તાવ આવ્યો છે. ઝુસરીની ખીલી પર હાથ મૂકી નાડ તપાસી. ખરે આતો ઝેરી તાવ લાગુ પડયો ! વધામણી અંદર જઈ બધાને કહી. બધા બ્હાર આવ્યા અને જોયું તો વાત ખરી ! ગાડું તાવે ધીકતું હતું. ગાડાને તાવ આવેલો એટલે હવે કંઈ હમણાં બળદ આવે તો પણ જવાય ખરૂં ? રાત રહી બીજે દીવસે જવાનો વિચાર કર્યો. સાંજ પડી પણ બળદ આવ્યા નહિ. બીજા બળદ લઇશું

એમ નક્કી કરી ગામમાં બળદ શોધવા ગયા. પણ બળદ મળ્યા નહિ, ને ઘેર આવતા રાત થઈ ગઈ આવીને તપાસે છે તો ગાડું તો ટાડું ટાડું થઇ ગએલું. વૈદ્યરાજે નાડ તપાસીને કહ્યું કે એ તો મરી ગયુ ગાડું મરી ગયું એટલે હવે તેને અગ્નિદાહ કરવો જોઇએ. તરતને તરત ગામને પાદરે જઇ ગાડાને બાળી મૂક્યું. પાસે નાની નદી હતી ત્યાં સ્નાન કર્યું અને સવારે બધા પાછા પોતાને ઘેર ગયા.



## બાલવાર્તાવલિ.

| | |
|---|---|
| મહારાજા કનકકાન્ત. ... | ...૦-૧-૦ |
| બાહુક ચીને. ... ... | ...૦-૧- |
| કેવી કીમત અને વેઠીઆં ઢાર. | ...૦-૧-૦ |

પોસ્ટેજ જુદું.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર આમલીરાન-સુરત. } વી. પ. મહેતા.



